શિશુ સાહિત્યમાળા પુષ્પ ૫૦ મું

# રમતાં ગીતો

સંગ્રાહક
વજુભાઈ દવે

પ્રકાશક
જેચંદ તલકશી એન્ડ સન્સ
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઈ

કિંમત ૦–૪–૦

આવૃત્તિ પહેલી ∴ સને ૧૯૪૦



શિશુ સાહિત્યમાળા

સંપાદક

વજુભાઇ દવે

એલિસબ્રિજ : અમદાવાદ

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, છાપ્યું અને અમૃતલાલ જેચંદ દોશી, જેચંદ તલકશી એન્ડ સન્સ, મુંબઇ તરફથી પ્રગટ થયું.

જેમના દિલમાંથી ઉછળતી સંગીત ધારાએ
અનેક બાળકોને સંગીતનું રસપાન કરાવ્યું છે;

જેમની આંગળીના ટેરવાએ
કેટલાંય બાળકોના હૃદયના તાર, દિલરૂબાના તારની જેમ
ઝણઝણાવ્યા છે;

જેમની દિલરુબા વિના,
મારૂં બાલમંદિર જીવન સુનું થઇ પડે છે—
તે પરમ મિત્ર,

શ્રી. મણિભાઇ રાવળને



# બે બોલ

આ 'રમતાં ગીતો' પ્રગટ થાય છે તે પ્રસંગે બાલમંદિરના સંગીત વિષે, મારા કેટલાક વિચારો ટૂંકમાં રજૂ કરું છું.

૧. અમુક પ્રકારનાંજ ગીતો સંગીતને સમયે પસંદ થવાં જોઈએ, એવા કોઈ ક્રમબધ માનસનો હું નથી. જે શિક્ષક સંગીતને સમયે બાળકોને પ્રેરણા આપી, તેમની સંગીતની અભિરુચિને જાગૃત કરી શકતો હોય, તેને અને સંગીત શિક્ષકને, પ્રસંગોચિત રીતે, જે ગીતો ગમી જાય, તેવાં ગીતોને તેમના પૂરતાં હું ઉત્તમોત્તમ ગીતો લેખું. વાર્તાની પસંદગી વિષે, વાર્તાકાર માટે એક સાદું મહાસૂત્ર છે. છતાં 'તને ન સ્પેર્શે તે વાર્તા ગમે તેવી સુંદર બાળવાર્તા ગણાતી હોય, તો પણ તું, તે, બાળકોને કહેવા માટે કદી પસંદ કરતો ના'. આવુંજ સંગીત માટે પણ છે. શિક્ષકને જે ગીતોનો ઢાળ, શબ્દો, ભાવ, હલક, વગેરે સ્પેર્શે નહિ, તે અન્યને ભલે બાલભોગ્ય ગીત લાગ્યું હોય તોપણ, તેણે બાળક સમક્ષ કદી પણ ન ધરવું એમ હું માનું છું. વાર્તા કથન માટે બીજો એક નિયમ છે. 'તારા ઉદ્‌ગાર હોઠમાંથી સરે, તે પહેલાં તું તેની કલ્પના કરી, તેના અંતર્ગત ભાવથી તરબોળ થા'. આવુંજ સંગીત ગીતના ભાવ માટે પણ. જો ગીતના ભાવમાં આપણે શિક્ષકો, તેના ઉચ્ચાર સરતાં વેંતજ, તરબોળ ન થઈ શકીએ તો તે ગીત બાળકોને કદી પણ સ્પર્શશે નહિ.

૨. બાળક સમજી શકે તેવી બાળ દુનિયાની ભાષા, વિષયો અને ભાવનાં ગીતોજ સંગીત માટે પસંદ થવાં જોઇએ એવો એક મત પ્રચલિત

છે. મેં અખતરા ખાતર, કેટકેટલાંય શાસ્ત્રીય હિંદી ગીતો, 'સંગીત રત્નાકરમાંથી', છેક ત્રણ ચાર વર્ષનાં બાળકો સમક્ષ ધરી, તે ગીતોને, બાળકો ની જીભના ટેરવે, સરળતાથી, સુરીલીઢબે, સહેલાઇથી, અચ્છી રીતે ઝીલાતાં સાંભળ્યાં છે.

*   *   *

વર્ષા ઋતુ બેસે છે. શ્રાવણનો ઝરમર ઝરમર વરસાદ બાલમંદિરના સંગીત સમયે વરસતો જણાય છે. મણિભાઈની સુરીલી દિલરુબામાંથી મલ્હાર રાગનું, 'આઈ આઈ રે બદરિયાનું' ગીત એકાએક રણઝણે છે. મને તે ખૂબજ સ્પર્શી જાય છે. અમારી એકતાનતામાં બાળકો પણ એકતાર બને છે; અને થોડીજ વારમાં તે ત્રણ ચાર વર્ષનાં બાળકોની મંડળીને, હુબહુબ રીતે ગાતાં સાંભળીએ છીએ કે :–

ઝરમર ઝરમર મેહુલો બરસે,
બિજલી કરે ચમકા...રા......
દાદુર મોર પપૈયા બોલે,
બરસત અનહદ ધા...રા...... આઈ...

થોડી વાર થાય છે અને પાછું મૂકવાદન ચાલે છે. સર્વત્ર શાંતિ પ્રસરે છે. બાળકોનાં મુખારવિંદ પરથી સ્પષ્ટ ખાત્રી થાય છે કે, તેમના દિલમાંથી હજુય તેજ શબ્દોનો સૂર, દિલરુબાના સૂર સાથે ગુંજી રહ્યો છે.

*   *   *

૧૯૩૦ ની લડતનાં પગરણ મંડાતાં, સરદારની ધરપકડ થાય છે. બીજેજ દિવસે કોઈના મુખમાંથી 'શિર જાવે'નું ગીત સરી પડે છે. સૌના હૃદયના પારખુ અને વાતાવરણને પળમાં પામી જનાર સંગીત શાસ્ત્રી તે સાદા ગીતમાં આત્મા રેડે છે; અને બાળકો સગર્વ ગાય છે કે :–

"વો બાલમંદિર કી સેના
વો અબ નહિ હટને વાલી."

અને તે પછી તો તે ગીત અભિનય ગીત પણ બને છે!

*　*　*

બાલમંદિરના સંગીતની ટકોરી વાગી. એક પછી એક, બાળકે પોત પોતાની જગા શાંતિથી લઈ લીધી. હંમેશની ઢબે સંગીતની શરુઆત થાય છે ત્યાં તો રામભાઈ ઝબકયા! પોતાના માનીતા માનવીના આગમનથી 'રામભાઈ ગાય, રામભાઈ ગાય' તેવા પોકાર જાગ્યાં અને રામભાઈએ ભાવભીના હૃદયે બે ચાર ગીતો સંભળાવ્યાં. વાતાવરણમાં વધુ શાંતિ પ્રસરી. મેં રામભાઈને વિનતિ કરી, 'તેરા મકાન આલાનું ગીત ફરી ફરી ગાવ.' આ બાળકો પણ તેમને ફાવશે તેમ ઝીલતા જશે. અમેય સાથ આપીશું.

રામભાઈ હસી પડ્યા! તેમને શંકા હતી કે તે કર્ણપ્રિય છતાં, અવડચવડીયા ઢાળ અને પરદેશી શબ્દો બાળકો થોડા સમયમાં કયાંથી ઝીલશે? પરંતુ મારી લાગણીને તેઓ વશ થયા, અને મારી વિજ્ઞપ્તિ સ્વીકારી.

ફકત પાંચ મિનિટના શ્રવણ પછી આખું ગીત ઉલ્લાસથી ઝીલાવા લાગ્યું!

બાળકો, શિક્ષક, અને સંગીત શિક્ષક, આ ત્રણની ઊર્મિઓમાંથી સમજ પડે છે કે કયા સમયે કયું ગીત દાખલ કરવું. ઊર્મિના વેગમાંથી જે ગીતો ટપોટપ સરવા લાગે છે તેને જ હું 'રમતાં ગીતો' કહું છું. તે વેગનો ધક્કો લઈને આવેલ ગીતો જ અન્યની ઊર્મિને બહલાવી શકે છે. તે સિવાય ગમે તેટલી સુરાવટના સાજ સજી ગમે તે ગીત દાખલ થાય, પરંતુ તેનું આયુષ્ય અલ્પ જ રહેવાનું.

આધુનિક બાલ કાવ્યોને, સંગીત સમયે, જે ઉલટથી, આપણે આવકાર આપી રહ્યા છીએ, તે સમયે, ઉપર જણાવ્યાં તેવાં અનેક શાસ્ત્રીય ગીતો, વલ્લભ સંપ્રદાયમાં ગવાતાં કૃષ્ણની બાળલીલાનાં (સાહિત્ય અને રાગરાગણીથી હૃદયંગમ બનતાં) ગીતો, જો આપણે નહિ ઉવેખીએ, તો

શાસ્ત્રીય સંગીતની પકડ વિષેની કોઈ અગાધ શક્તિની ખરી પ્રતીત, આપણને થશે; અને ત્યારે જ તે ઝમક, ગેયતા, અને શાસ્ત્રીયતાના નવાં ગીતોનો રસથાળ સભર રીતે, બાળકોને પીરસાતો થશે.

નવા વહેણમાં તણાતા, જૂની સમૃદ્ધિ પર નજર નાંખતા રહીશું તો ઘણાં રત્નો મળી આવશે.

ઘણી વખત આપણે, બાળકના શક્તિનું માપ ઓછું કાઢીએ છીએ; અમુક ગીતના શબ્દો બાળકની જીભ સરળતાથી નહિ પકડી શકે, અને અમુક ગીતની શાસ્ત્રીય લહે બાળક નહિ ઝીલી શકે તેમ માની, ઘણી વખત, તેને ઉચ્ચ પ્રકારના સંગીતના આસ્વાદ તેમજ રસપાન વિહોણું રાખીએ છીએ.

અમુક ગીતના શબ્દો બાળક ભલે ન સમજે: પરંતુ તેમાં આવતા શબ્દોની ઝમક, તેનો રણઝણાટ, તેની સુરાવટ અને રાગ જો તેને કર્ણપ્રિય બને તો તે ગીત બાળકની જીભના ટેરવે જલદી ચડવાનું. તેના હૃદયમાં તેનો સ્પર્શ થતાં વેંત કોઈ અગમ્ય ભાવોથી નીતરતું આપણે તેને જોશું. બાળકને તે ગીત શા માટે ગમે છે તેની સમજ આપણને કદાચ નહિ પડે; અને છતાં તેની પાછળને પાછળ તણાતું આપણે તેને જોશું. એના સંગીતનું રસપાન બાળક તરબોળ થઈ ધરાઈ ધરાઈને કરશે.

સંગીતની દૃષ્ટિએ આ શું ઓછું છે?

જે 'બાલ કાવ્ય' તેજ બાલ સંગીત કાવ્ય હોવું જોઈએ એમ હું નથી માનતો. આથી સંગીત સમયે પસંદ કરવાનાં ગીતોમાં, ઉપરોક્ત પ્રકારનાં શાસ્ત્રીય ગણાતાં સિદ્ધ કાવ્યો અને ભજનોના રસપાન વિહોણાં બાળકોને શા માટે રાખીએ?

૩. ઋતુ ઋતુએ જેમ આપણી રુચિમાં ફેરફાર થાય છે, કુદરતના સ્વાંગ પણ જે પ્રકારે ઋતુ ઋતુએ બદલાય છે, તેવું જ બાલમંદિરના સંગીત

માટે પણ છે. વર્ષા ઋતુ આવે છે અને બાળકને વર્ષાનાં–'અષાઢી સાંજના અંબર ગાજે' 'દેડકડાભાઈ ડરાઉં !' 'વાદળ વાદળ વરસો પાણી' કે તેવાં–ગીતો જ ગમે છે. ફાગણ માસ આવ્યો તો 'ફાગણ મહિનો ફા–ફા–કરતો' નું ગીત ખાસ આવકાર પામશે; હોળી આવી તો 'યમુનાજીએ રાસ ખેલત હોરી'ના ગીતની માગ થશે.

આવાં ઋતુ ગીતો સુસમયે, આપણામાંથી અને સંગીત શાસ્ત્રમાંથી સહજ રીતે ઝરતાં હોય તો માનવું કે ' વરાપની વાવણી થાય છે'—મતલબ કે 'સમય સરનું વાવેતર થાય છે.' તેવી વાવણીનો મોલ ફલાં ફલાં કરતો ઊગશે જ

જે રીતે બાળકો ઉપર ઋતુ ઋતુની અસર સંગીતના વિષયમાં થાય છે, તેજ પ્રકારે આસપાસના વાતાવરણની અસર પણ આ વિષયમાં થાય છે. સમસ્ત સમાજ જે આંદોલનો ઝીલી, પ્રગતિ સાધતો હોય છે, અને તેના અર્કરુપે જે કાવ્યો સમાજ જીવનમાંથી ઝરી પડે છે તેને બાલ હૃદય પણ ઝીલવા તલસે છે. આ અનુભવ મુજબ ૧૯૨૧થી ૧૯૪૦ના વીસ વર્ષના રાષ્ટ્રોન્નતિના ગાળામાં બાળકો પ્રભાત ફેરીઓ, સરઘસો અને વાનર સેનાની સુવાસ બાલમંદિરમાં પણ લાવ્યાં છે. 'ઝંડા ઊંચા રહે હમારા,' 'ચાલો સૌએ રણમેદાન,' 'ડંકો વાગ્યો,'..........વગેરે રાષ્ટ્રગીતો, પ્રસંગોપાત, તેમના અત્યંત માનીતા લોકગીતોનું સ્થાન લઈ લે છે; અને બાળકને પોતાનો શિક્ષક સમજનાર સંગીત શાસ્ત્રી, તેમની તૃષાનો પ્રકાર સમજી, તે ગીતોમાં પોતાનો પ્રાણ રેડે છે, અને પછી તો તેમાંથી કોઈ અનેરો આનંદ અને તૃપ્તિ બાળકો મેળવે છે. આવાં રાષ્ટ્ર ગીતો વિહોણાં આપણે બાળકોને ઉપરોક્ત દૃષ્ટિએ કેમ કરી રાખી શકીશું ?

આ રીતે સિનેમા તથા રેકર્ડનાં ગીતોનાં આંદોલનોના સ્પર્શ વિહોણાં બાળકો નહિ જ રહી શકે. સાહિત્ય અને સંગીતની સહજ દૃષ્ટિવાળા શિક્ષકો કે વાલીઓ, ઉત્તમ રસવૃત્તિને પોષતી વાનગીઓની પસંદગી, પોતાની

વિવેકબુદ્ધિથી કરી, એ આંદોલનોનો લાભ બાળકોને આપી શકશે. તેને ઉવેખ-વામાં તો, સામાપૂરનો ધસારો કરવા જેવી મૂર્ખાઈ છે.

આ નવાયુગમાં આપણે બાળકની દુનિયાનાં જ ગીતો મુખ્યત્વે બાળકો સમક્ષ ખૂબખૂબા ધર્યાં; મને આટલાથી પૂરતો સંતોષ ન થયો. તેમાં મને કંઈક ખામી લાગ્યા કરતી. બાલ માનસશાસ્ત્રીઓની–Sub Conscious impressions' પાડવાની દૃષ્ટિએ, મેં બાલ સંગીતનો વિચાર કર્યો; મને આપણાં જૂનાં ભજનો, તથા કેટલાંક શીખામણ ગીતોનું સ્થાન સંગીતમાં પણ જણાયું. ન્હાની ઉમરમાં ઓતપ્રોત બની, ગાયેલાં તે ભજનો કે ગીતો, મોટી ઉમરે, બાળકના ઉત્તમોત્તમ સાથી બનશે; અને તેની 'Sub Conscious impression'—કોઈ વખત, Conscious plane પર આવશે જ.

હું તેને જ સંગીત કહું કે જે ઉર્ધ્વગામી હોય. કોઈ પળે હરતાં ફરતાં મણિભાઈએ સંભળાવ્યાં:–

'કરના ફકીરી કયા દિલગીરી'– 'અચ્છા મેરા દીનાનાથ.'...વગેરે

આ ગીતોને ઉપરોક્ત ધોરણે બા–મં–માં સ્થાન મળ્યું. અનેક 'રમતાં ગીતો'થી મોંઘેરું સ્થાન બાળહૃદયમાં આ ગીતોએ મેળવ્યું છે!

સંગીત તો માનવ ઊર્મિનું સૌથી નિકટનું પ્રકટીકરણ છે. મારો અનુભવ તો સાક્ષી પૂરે છે કે સો એ સો ટકા બાળકો સંગીતની પ્રાથમિક કક્ષાનો આ સ્વાદ લેવા તલસતાં હોય છે. બાળક કુમાર હોય, કે કન્યા, સંગીતના શોખમાં જાતીય ભેદ મેં નથી અનુભવ્યો. જે બાળકો સંગીતથી વિમુખ દેખાય છે તેમને પારખવામાં જ મેં ભૂલ જોઈ છે. તેમની ઊર્મિને પકડવાની ફાવ આપણને અનેક આવરણોને લીધે હાથમાં નથી આવતી અને તે કારણે જ આપણે કોઈ કોઈ બાળકને સંગીતનું શત્રુ માની બેસીએ છીએ.

બાલમંદિરના સંગીતના વાતાવરણ માટે પણ ટૂંક ઉલ્લેખ કરું. સંગીતની હવા બાંધવાનો ખરો આધાર આગળ જણાવ્યા મુજબ સંગીત શિક્ષક અને સંગીતમાં હાજરી આપનાર એક મધ્યસ્થ શિક્ષક પર છે. આનો અર્થ એ છે કે, તે બન્નેના સુમેળ પર મુખ્ય આધાર છે. બન્નેની ઊર્મિઓ અથડાતી હોય તો કુમેળ થાય, અને વિસંવાદી સૂર આખા ઓરડામાં જામે. આથી પરસ્પરની ઊર્મિમાં સમાતાં અને તેમાંથી સૂરીલું વાતાવરણ અને સંગીત પ્રગટાવવામાં જ બન્નેની કળા અને મહત્તા છે. તદ્‌ઉપરાંત સહકાર આપતો શિક્ષક વર્ગ પણ એટલો જ મહત્વનો ભાગ ભજવે છે. તેઓ જો વાતાવરણની શુચિતા સાચવવા તત્પર ન રહી શકે તો કામ અનેક રીતે માર્યું જાય.

બાલમંદિરમાં કોઈ ખાસ અભ્યાસક્રમ, અન્ય શાળાઓ માફક નથી હોતો. તેવું જ સંગીતના ગીતોની પસંદગી માટે પણ હોવું જોઈએ. અમુક ગીતોજ દાખલ કરવાનો નિયમબદ્ધ આગ્રહ રાખવાનો શિરસ્તો પડે તો, બાળક, શિક્ષકો અને સંગીત શાસ્ત્રીની ઊર્મિને ગૂંગળાવું પડે. તે ગૂંગળા-મણમાંથી સાચું સંગીત કદી જન્મે નહિ. બાલમંદિરના કાર્યપ્રદેશમાં સંગીતનો પ્રધાન હેતુ, બાળકની સંગીતની અભિરુચીને વેગ આપવાનો છે, તેની અભિરુચી કેળવવાનો છે. નિયત કાર્યક્રમો ને હેતુને સાધવામાં અનેક આવરણો ઊભાં કરે છે.

. .

આ સંગ્રહમાં જે ગીતોને પસંદગી આપી શકાઈ છે તેમાં, આગળ જણાવેલ વિવિધ પ્રકારોનો સમાવેશ નથી; અને તે માટે જ આટલો અંગૂલિ નિર્દેશ.

આ સંગ્રહ માટે પસંદ કરાયેલ કેટલાંક ખાસ 'રમતાં ગીતો' મૂળ સર્જકોની પરવાનગીના અભાવે મૂકી શકાયાં નથી; અને તે પૂરતી તેની ઊણપ સાલે છે.

જે મિત્રોએ પોતાના ગીતો, ઔદાર્ય અને આનંદથી આ સંગ્રહમાં લેવા દીધાં છે તે સૌનો આભાર, મારા તથા પ્રકાશક તરફથી પ્રગટ કરવો જ જોઇએ. આ પસંદગીમાં વઢવાણ સ્ટેટ બાલમંદિરના આચાર્ય શ્રી. ભોગીભાઇ પરીખે જે અંગત રસ લઇ પોતાના અનુભવોનો લાભ આપ્યો છે, તે બદલ તેમનો આભાર ઉલ્લેખ પણ થવો ઘટે છે.

વજુભાઈ દવે



# બાપા ભોળિયા

બાપા ભોળિયા હો લોલ
બાપા હળવે હળવે હાલે....બાપા.
બાપા સો મણ લાડુ ઉડાવે....બાપા.
બાપા બની ગયા દુંદાળા....બાપા.
બાપા લાંબી સૂંઢ હલાવે....બાપા.
બાપા ઉંદરના અસવાર....બાપા.

—દેશળજી પરમાર



# કૃષ્ણ-સુભદ્રા

[ ધૂન ]

યશોદા કેરા કૃષ્ણસુભદ્રા
બાલમંદિરમાં નાચે છે હો!

આનંદે તે મસ્ત બનીને
થથા થૈ થથા થૈ નાચે છે હો!



# બાલમંદિરિયું

બાલમંદિરિયું  બાલમંદિરિયું

રૂડું મારું સુંદર સોહાય.....
વાલું મારું બાલમંદિરિયું.

સવારે સૂરજ હસતા રે આવે
સાંજે ય હસી હસી જાય....વાલું

સવારે સૂરજ સોનલા રે વેરતા
સાંજે ગુલાલ વેરી જાય....વાલું

—જુગતરામ દવે



# આમંત્રણ

મારે આંગણુ સૂરજદેવ, રમવા આવોને;
સોનેરી કિરણુ સેર સાથે લાવોને.
મારે આંગણુ વાસુદેવ, રમવા આવોને;
ફૂલડાંની આછી મ્હેક, સાથે લાવોને.
મારે આંગણુ સાગરદેવ, રમવા આવોને;
સંગીતના ઘેરા સૂર, સાથે લાવોને.
મારે આંગણુ ચાંદાદેવ, રમવા આવોને;
રૂપેરી તારક તેજ, સાથે લાવોને.
મારે આંગણુ વીરા રોજ, રમવા આવોને;
ભાઇબંધો કેરી ફોજ સાથે લાવોને.

—સોમાભાઇ ભા૦



# લાલઘૂમ ગોળો

લાલઘૂમ ગોળો, ચમકતો ગોળો,
એને જોતાં મારી આંખો મીંચાય,
જોને માડી કેવો લાગે !

સોનેરી થાળી જેવો, અંગાર તેજ જેવો,
એને જોતાં મારી, આંખો મીંચાય,
જોને માડી કેવો લાગે !

ઊંચે જઈ આભે ચડયો, માડી એને કોણે ઘડયો,
એની આંખમાંથી તણખા વેરાય,
જોને માડી કેવો લાગે !

શીત જાય, શરદી જાય, જોને પેલી તડકી થાય,
એનાં તેજમાં બાલુડાં ન્હાય,
જોને માડી કેવો લાગે !

—શાન્તિકુમાર

૬

# બાલમંદિરમાં



અમે બાલમંદિરમાં જઈને કે
હીંચકે હીંચતાં'તાં,
અમે બાગમાં દોડી જઈને કે
પાણી સીંચતાં'તાં.
અમે છોડવે છોડવે જઈને કે
ફૂલડાં તોડતાં'તાં
અમે પેલાં પતંગિયાં વાંસે કે
દડબડ દોડતાં'તાં.
અમે જોતાં પતંગિયાંની બબ્બે કે
રંગભરી પાંખોને.
અમે જોતાં'તાં ઝીણી ઝીણી એની કે
તેજદાર આંખોને.

અમે દઈએ પતંગિયાં છોડી કે
જોતાં કયાં જાતાં ?
અમે જાતાં આકાશમાં દોડી કે
મનમાં મલકાતાં.

—સોમાભાઈ ભાવસાર



# હીંચકો

એક એક હીંચકે બેસીને ચડિયાં,
પંખીની જેમ અમે ઊંચે શું ઊડિયાં. એક.

હીંચકાને આવી પાંખો બે પાસમાં,
હીંચકો ખરરર ઊડયો આકાશમાં. એક.

હીંચકો ચડિયો ઝાડોની ડાળે,
ચકોચકી વાત કરતાં'તાં માળે. એક.

હીંચકો ચડિયો ડુંગરની ટોચે;
શંકર—પારવતી બેઠાં'તાં ગોખે. એક.

હીંચકો ચડિયો આકાશી ચોકે;
ચાંદો-સૂરજ બે રમતા'તાં દોકે. એક

—સોમાભાઈ ભાવસાર



# ચાલોને

ચાલોને દોસ્ત સૌ ઘૂમવાને,
ઘૂમવાને, વન ભમવાને........ચાલો.

રે'શું ને સૂશું ઝાડોના ઝુંડમાં
નાંશું ને ધોશું ઝરણાં ને કુંડમાં;
ખાટા મીઠાં ફળ જમવાને........ચાલો.

હરણાં ને સસલાં શું જાશું દોટ દેવા,
વગડામાં વાઘ-સિંહ જોશું છે કેવા;
પંખીની સાથ વળી રમવાને........ચાલો.

લાંબા લાંબા શું ભરશું સૌ ઠેકડા,
ચઢશું ઓળંગશું ખાડા ને ટેકરા,
સંકટ પડે તોય ખમવાને........ચાલો.

—સોમાભાઇ ભાવસાર



# કૂકડેકૂક

કૂકડેકૂક,　　　　　　કૂકડેકૂક,
બોલે છે કૂકડો, બોલે છે કૂકડો;
જાગો હો લોક, જાગો હો લોક........બોલે છે.

ધરતીની ધારે કે, આભને આરે,
વેલી સવારે, જો પેલો સૂરજ ઊગે............(૨)

કિરણુ સેર ફૂટે, ને તેજ  ધાર છૂટે,
નિંદર સૌની છૂટે, અંધારા મારગ મૂકે. (૨)

લાલ રંગ છાયા કે, ગુલાબી રંગ છાયા,
સોનેરી રંગ છાયા, ચળકતી કાયા,
આકાશની   કેવી   લાગે. (૨)

હુંયે જોતો'તો, મારી બેની જોતી'તી (૨)
આંખો મીંચાતી મારી, આંખો મીંચાતી (૨)

ભાઈને બહેન સર્વ હસી પડયા, હસી પડયાંને,
પછી ભેટી પડયાં. (૨) ...કૂકડેકૂક.

—મૂળજીભાઈ ભક્ત



# ઘડુલિયો ચડાવને ગિરધારી

હાં હાં રે ઘડુલિયો ચડાવને ગિરધારી;
ઘરે વાટું જોશે મા મોરી,
ઘડુલિયો ચડાવને ગિરધારી.

તારા હાથની હથેળી રે ગિરધારી,
જાણે બાવન પરની થાળી ઘડુ.

તારા હાથની આંગળિયું રે ગિરધારી,
જાણે ચોળા મગની શીંગું ઘડુ.

તારા પેટડિયાનો ફાંદો રે ગિરધારી,
જાણે ઊગ્યો પૂનમ કેરો ચાંદો ઘડુ.

તારા નાકડિયાની દાંડી રે ગિરધારી
જાણે દીવડીએ શગ મૂકી ઘડુ.

તારા વાંસાનો વળાંકો રે ગિરધારી,
જાણે સરપણનો સળાકો ઘડુ.




# દમડી

દમડી લઈને સુતારી વાડી ગઈ'તી.
મીયાં કે માફા,
બીબી કુ વેલ,
છોકરે કું ગાડી દે.
નહિ તો મારી દમડી પાછી દે.

દમડી લઈને કુંભારી વાડે ગઈ'તી
મીયાં કો મટકી,
બીબી કું ઘડા
છોકરે કું કોડિયા દે નહિ તો.

દમડી લઈને લુહાર વાડે ગઈ'તી
મીયાં કો તલવાર
બીબી કું છરી
છોકરે કું કાતર દે નહિ તો.

દમડી લઈને દરજી વાડે ગઈ'તી
મીયાં કો સુરવાળ
બીબી કું ઈજાર
છોકરે કું ઝબલાં દે નહિ તો.

# પંખીની જાન

નાખ્યો રૂપાળો માંડવો રે,
સુડા શણુગારે સ્તંભ (૨)
તેતરે તોરણુ બાંધીયાં.

હાંરે રૂડો કીધો આરંભ (૨)
વીવા પંખીડાંએ માંડીયો.
મંકોડો ચાલ્યો માળવે રે,
લાવ્યો માળવીયો ગોળ (૨)
કુંઝરાં તો ઘઉં લાવીયાં,
હાંરે ગાય છે કોયલ બાઈ ગીત (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.

વૈ બેઠી વડાં કરે રે;
કાબર ભરડે છે દાળ (૨)
ઊડતો આવ્યો કાગડો
વૈ મને વડાં ચખાડ (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.

કોર ભાંગીને ચખાડીયું રે,
મીઠું થોડેરૂં નાખ (૨)
ખોટું હોય તો તું જરી,
હાંરે જરા મારા સમ ચાખ (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.

હંસના હાથમાં સૂંડલો રે,
પીરસે છે પકવાન (૨)
ગરૂડજી ઘી પીરસે,
હાંરે ભલી જમાડી જાન (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.

લીંમડેથી જાન ઉપડી રે,
ચાલી અદ્ધર તે વાર (૨)
બગલે બાંધી બંદૂકડી,
હાંરે તેતરે તો તલવાર (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.

આગળ જતાં થયાં રીડીયા રે,
ગીધ લૂંટે છે જાન (૨)
પાંખો તોડી કાગ ભાઇની,
હાંરે એતો ભૂલ્યા છે ભાન (૨)
વિવાહ પંખીડાએ માંડીયો.

બગલે મારી બંદૂકડી રે
તેતરે તો તલવાર (૨)
એટલે ગીધ નાશી ગયાં,
પોતે પામીને હાર (૨)
વિવાહ પંખીડાંએ માંડીયો.



# ઘૂઘરો

ઘૂઘરો ઘૂમે છે બેનીબાના હાથમાં
રાત દિ રમે છે રંગીલીના સાથમાં,
જાણે રમે વાડીમાં મોર!
બેનીબાના ચિતડાનો ચોર.

ઘૂઘરો ઘૂમે છે બેનીબાના હાથમાં.
ઘૂઘરો ઘૂમે છે બેનીબાને હોઠડે,
મીઠો મીઠો મ્હોમાં સંતાય,
જાણે હંસ સરવરમાં ન્હાય....ઘૂઘરો

ઘૂઘરાને વ્હાલી બેનીબાની આંગળી,
જેવાં બાશું બાપુને વ્હાલ,
જેવાં ભાઈ–ભાભી–હેતાળ...ઘૂઘરો.

ઘૂઘરાને તોડે ફોડે બેની ખીજમાં,
તોય ના'ણે અંતરમાં દુઃખ!
જાણે કોઈ જોગી અબધૂત....ઘૂઘરો

—મેઘાણી

# રાતાં ફૂલ



એક ઝાડ માથે ઝૂમખડું,
ઝૂમખડે રાતાં ફૂલ રે,
ભમર રે રંગ ડોલરિયો.



એક ડાળ માથે પોપટડો,
પોપટડે રાતી ચાંચ રે,
ભમર રે રંગ ડોલરિયો.

એક પાળ માથે પારેવડું,
પારેવડે રાતી આંખ રે,
ભમર રે રંગ ડોલરિયો.



એક ગોખ માથે ભાભલડી,
ભાભજના રાતા દાંત રે,
ભમર રે રંગ ડોલરિયો.

એક આભ માથે ચાંદરડું,
ચાંદરડે રાતાં તેજ રે
ભમર રે રંગ ડોલરિયો.

—મેઘાણી



# ગલૂડિયાં

કાળુડી કૂતરીને આવ્યાં ગલૂડિયાં
　　ચાર કાબરાં ને ચાર ભૂરિયાં જી રે,
　　હાલો ગલૂડાં રમાડવા જી રે!
માડીને પેટ પડી ચસ! ચસ! ધાવે,
　　વેલે ચોંટયાં જેમ તૂરિયાં રે હાલો.
માતાને માથડે ચડતાં ને ચાટતાં,
　　જોગણનાં જાણે લટૂરિયાં રે હાલો.
બાને વા'લાં છે જેમ વીરો ને બેની,
　　કાળવીને વા'લાં કુરકુરિયાં રે હાલો.
મોટાં થાશે ને મારી શેરી સાચવશે,
　　જાગશે રાતે બ્હાદુરિયાં રે હાલો.

—મેઘાણી



# ચૂંદડી

ચૂંદડી ચૌદ લોકમાં ગોતું,
આભમાં ગોતું,
ગેબમાં ગોતું,
સાત પાતાળે ઘૂમતી ગોતું- ચૂંદડી.

ચૂંદડી ચાર રંગમાં બોળી!
લાલ પીળા પરભાતમાં બોળી,
ચાંદલી પૂનમ રાતમાં બોળી,
વીજળી કેરા હોજમાં બોળી,
મેઘ–ધનુના ધોધમાં બોળી- ચૂંદડી.

ચૂંદડી ચાર ચોકમાં ઓઢું,
માન સરોવર ઝીલતી ઓઢું,
આભની વેલ્યે વીણુતી ઓઢું,
ડુંગરે ડુંગર દોડતી ઓઢું,
વાયરા ઉપર પોઢતી ઓઢું- ચૂંદડી.

ચૂંદડી ચાર છેડલે ફાટી,
રાસડા લેતાં,
તાળીઓ દેતાં,
સાગરે ન્હાતાં નીરમાં ફાટી- ચૂંદડી.

—મેઘાણી

# અમારી પીપર



હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
મારા વીરને આંગણુ ખીલી રે
પીપર લીલી.

હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
એની ઘેરી ઘટા ઢળેલી રે
—પીપર લીલી.

હાંરે પીપર કાપી
હાં હાં રે પીપર કાપી,
કોઇ દયા વિહોણો પાપી રે
—પીપર કાપી.

હાં રે પીપર સૂકી
હાં હાં રે પીપર સૂકી,
જાણે ભગરી ભેંસ વસૂકી રે
—પીપર સૂકી.

હાં રે પાન ખરિયાં
હાં હાં રે પાન ખરિયાં,
જાણે માનાં બાળક મરિયાં રે
—પીપર સૂકી.

હાં રે પીપર કૉળી
હાં હાં રે પીપર કૉળી,
જાણે અમૃતમાં ઝબકોળી રે
—પીપર કૉળી.

હાં રે પીપર ફાલી
હાં હાં રે પીપર ફાલી,
એને અંગે લાલ ગલાલી રે
—પીપર ફાલી.

—મેઘાણી



# નીંદરભરી

નીંદરભરી રે ગુલાલે ભરી,
એની બાની આંખડી નીંદર ભરી રે !

નીંદરને દેશ એની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી........એની બાની.

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચડી........એની બાની.

નીંદરનો બાગ કાંઈ લૂંબે ને ઝૂંબે,
કળીઓ નીતારીને કચોળી ભરી........એની બાની.

સીંચ્યાં એ તેલ મારી બેનીને માથડે,
નાવણુ કરાવે ચાર દરિયા પરી.......બેની બાની.

છીપોની વેલડીને જોડયા જળ–ઘોડલા,
બેસીને બેન જાય મુસાફરી.......બેની બાની

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઉગ્યો ને બેન આવ્યાં ફરી.......બેની બાની.

—મેઘાણી



# દાદાજીના દેશમાં

હાં. રે દોસ્ત, હાલો દાદાજીના દેશમાં,
પ્રેમસાગર પરભુજીના દેશમાં હાં રે.

મધુર મધુર પવન વાય,
નદી ગીતો કંઈ ગાય,
હસી હોડી વહી જાય,
મારા માલિક રાજાજીના દેશમાં હાં રે.

સાત સાગર વીંધીને વ્હાણુ ચાલશે,
નાગકન્યાના મહેલ રૂડા આવશે,
એની આંખોમાં મોતી ઝરતાં હશે,
હાં રે દોસ્ત, હાલો મોતીડાંના દેશમાં હાં રે.

સાત વાદળ વીંધીને વ્હાણુ લઈ જશું,
ત્રીશ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્ર સૂરજ ખિસામાં ચાર મેલશું,
હાં રે દોસ્ત, હાલો ચાંદડાંના દેશમાં હાં રે.

સમી સાંજે દાદાને દેશ પ્હોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું,
હાં રે દોસ્ત, હાલો એ પરીઓના દેશમાં હાં રે.

ભલે હોય ઘણું તાણ,
ભલે ઊઠે તોફાન,
આજ બનશું બેભાન,
થવા દાખલ દાદાજીના દેશમાં !
હાં રે દોસ્ત, હાલો દાદાજીના દેશમાં.

—મેઘાણી



# નવનીત

નવનીત અમારું લેવાને,
આવોને નંદલાલ;
આવોને નંદલાલ,
ગોપીના હો ગોવાલ. નવનીત.

બંસી બજાવી કાંના,
ગાયો જગાડી રે;
લઈ જાઓ તેને ચરવાને,
સાચવજો રખેવાળ. નવનીત.

ગાયોનું દૂધ તો વ્હાલા,
સૌને પીવરાવ્યું રે;
નવનીત મથ્યું તે ખાવાને,
આવોને પ્રાણલાલ. નવનીત.

—પુંડરીક

# જંગલનાં ફૂલ

અમે ફુલડાં મનોહર જંગલનાં,
અમે જંગલનાં તોય મંગલનાં. અમે.

નદીઓનાં તટ પર જઈ રમીએ,
અમે નૃત્ય સમૂહ મહીં રચીએ,
અમે જંગલમાં મંગલ કરીએ. અમે.

ઉગીએ ખીલીએ ને કરમઈએ,
માતાને ખોળે જઈ પડીએ,
જ્યાંથી આવ્યાં ત્યાં જઈ વસીએ,
જનનીને ગંધમપી કરીએ. અમે.

—પુંડરીક



# જાગો

ઊઠો બાળક જાગો,
માતાની મુક્તિ સાધો;
હાથે હાથ મિલાવો,
કૂચ કદમ ધપાવો;
ભેદ ભાવને ત્યાગો          ઊઠો.

ધમ ધમ ધરણી ધ્રુજાવો,
અનહદ આભ ગજાવો;
જય જય નાદ જગાવો.     ઊઠો.



# ચાલોને આકાશે

ચાલો ચાલોને આકાશે,
જઈએ સૌ ચાંદા પાસે;
ચાલો ચાલો સહુ ચાલો,
ચાલો ચાલોને આકાશે.

નિત વેશ નવા એ કરી, વધુ વધુ દિલે તેજ ભરી,
ધોળે જગને રૂપેરી પ્રકાશે !
ચાલો ચાલો સહુ ચાલો ચાલો ચાલોને આકાશે.

પુનમે ગોળ દડો થાતો !
પછી એ ક્યાં ગબડી જાતો ?
અંધારું થાયે મન મારું મુંઝાયે.
રાત્રિ એ વિણ સુની ભાસે.
ચાલો ચાલો સહુ ચાલો ચાલો ચાલોને આકાશે.

ચાંદાના પાસે જઈને,
આમંત્રણ કરીએ એને.
એ જો અહીં આવે તો કેવા સૌ ફાવે !

અંધારું બિચારું નાસે !
અજવાળું નહિ ઓલવાશે !
ચાલો ચાલો, સહુ ચાલો, ચાલો ચાલોને આકાશે.

—પ્રભુદાસ ચ. સોની



# હોડી

[ રાગ સમૃંગ ફરવાની ધૂનમાં]

દરિયા તારી સફરે, મારી હોડી આજે છોડું છું,
સારી દુનિયા ફરવા મારી હોડી આજે છોડું છું.

હોંશ મને દરિયા તરવાની,
હામ મને દુનિયા ફરવાની,
દેશ વિદેશે ભમવા મારી,
હોડી આજે છોડું છું—દરિયા.

વન વન સઘળા વીંધી જાવું,
રેતીના રણ ખૂંદી આવું,
પહાડે પહાડે ફરવા મારી,
હોડી આજે છોડું છું—દરિયા.

બનીશ હું બડકંદો શૂરો,
સાહસમાં રહું શૂરો પૂરો,
જોખમ સઘળાં જીતી જાવાં,
હોડી આજે છોડું છું—દરિયા.

—મર્થક



# ફૂલદાની

અમે આજ ભરી'તી ફૂલદાની,
કેવી રૂડી રૂપાળી ફૂલદાની,
અમે આજ ભરી'તી ફૂલદાની.

ગુલાબ મૂક્યાં, ડોલર મૂક્યાં,
ભર્યાં ચંપો ને ચંબેલી,
અમે આજ ભરી'તી ફૂલદાની.

કરેણ, પારિજાતક મૂક્યાં,
બોરસલી તો ફૂલરાણી,
અમે આજ ભરી'તી ફૂલદાની.

ડાંખળિયો બે ચાર ભરીને,
અમે ભરી'તી ફૂલદાની.
અમે આજ ભરી'તી ફૂલદાની.

—અર્થક



# કૂકડો બોલે રે

(૧)

કૂકડો બોલે રે,
કૂકડો બોલે રે,
પ્રાત : ટાણે, ઊગતે વહાણે, કમળ ખૂલે રે,
(ત્યારે) કૂકડો બોલે રે,
કૂકડો બોલે રે

(૨)

મોરલા નાચે રે,
મોરલા નાચે રે,
મેઘ કડાકે, વીજ તડાકે, ગગન ગાજે રે,
(ત્યારે) મોરલા નાચે રે,
મોરલા નાચે રે.

(૩)

ફૂલડાં ફોરે રે,
ફૂલડાં ફોરે રે,
વસંત આવે, ઠાઠ જમાવે, રંગ રેલાવે રે,
(ત્યારે) ફૂલડાં ફોરે રે,
ફૂલડાં ફોરે રે.

(૪)

ચાંદની રેલે રે,
ચાંદની રેલે રે,
સાગર તીરે, નાચતાં નીરે, મોજાં લહેરે રે,
(ત્યારે) ચાંદની રેલે રે,
ચાંદની રેલે રે.

(૫)

હૈયાં ઝૂલે રે
હૈયાં ઝૂલે રે
ભાઇને બેની ભેટતાં ત્યારે, હેત હિંડોળે રે
(ત્યારે) હૈયાં ઝૂલે રે
હૈયાં ઝૂલે રે

—મર્થક



# સાગરને

[રાગ ગૌડમલ્હાર ત્રિતાલ]

સાગર ! ધીમા ઊછળો પાણી,
ડૂબશે મારી નૌકા નાની.
...સાગર.

નાજુક નાવ લઈ નીસર્યો હું,
નાવિક સાથ નથી વીસર્યો હું,
મારો હું જ થયો સુકાની,
...સાગર.

હાથ હલેસાં હળવા મારું,
શઢ તાણીને ચલવું પ્યારું,
રખે થાય મોજાં તોફાની,
...સાગર.

—મર્થક



# મારે ઘેર આવોને !

પ્રભુજી મારે ઘેર પરોણુલાં ઘરે આવોને,
હું શા શા ઉતારા દઈશ, હરિ ઘરે આવોને.

આ શેરી વળાવી સજ કરું ઘરે આવોને,
શેરડીએ વેરું ફૂલ........મારે ઘરે આવોને.

ઉતારા દેશું ઓરડા ઘરે આવોને,
દેશું દેશું મેડી કેરા મોલ....મારે ઘરે આવોને.

આ ભોજન દેશું લાપસી ઘરે આવોને,
આ દેશું પાન પચાસ....મારે ઘરે આવોને.



# હોડી

મારે જાવું છે જમના પાર રે,
હોડીવાળા તારી હોડલી હંકાર.

તારી તે હોડલી સોને મઢાવું,
ફરતી મેલાવું ઘૂઘર માળ.
હો ભાઈ રે માછીડા,
હો વીરા રે માછીડા,
તારી તે હોડલી હંકાર....મારે.

સોનાની દઉંગી ને રૂપાની દઉંગી,
દઉંગી એકાવન હાર.
હો ભાઈ રે માછીડા,
હો વીરા રે માછીડા,
તારી તે હોડલી હંકાર....મારે



રે લૂલિયો હાલ્યો હાલારમાં —(૨)
રે લૂલિયાનો ટાંગો રળિયામણો —(૨)
ધમચકર લૂલિયો લે રે હાલારમાં

**નોંધઃ**—આ ઠેકાણે શરીરના અંગો જેમકે, હાથ, નાક, આંખ વગેરે મૂકતા જવું અને ગાતા જવું



# મોરલી

વાગે છે રે વાગે છે વૃંદાવન
મોરલી વાગે છે.
એના શબ્દ ગગનમાં ગાજે છે,
વૃંદાવન મોરલી વાગે છે.
પેલો કાનુડો થૈ થૈ નાચે છે,
વૃંદાવન મોરલી વાગે છે.

# આજની ઘડી રળિયામણી

આજની ઘડી રળિયામણી
હાં રે, મારો વાલો આવ્યાની વધામણી હો જી રે,
વધામણી હો જી રે....આજની.

હાં રે હું તો મોતીડાંના ચોક પુરાવતી,
હાં રે મારા વાલીડાની આરતી ઉતારતી હો જી રે,
ઉતારતી હો જી રે....આજની.

હાં રે અમે ચ્યાંતાં વાલમજીને વારણે,
હાં રે મેતા નરસૈંના સ્વામી ઊભા બારણે હો જી રે,
બારણે હો જી રે....આજની.



# માથે ઘડુલો લઈને

માથે ઘડુલો લઈને સજની
પાણીડાં જઈએ....સજની

માથે ઈંઢાણી શોભે સારી,
ઊજળાં બેડાં ઊજળાં વારી
શોભે જળ ભરનારી સજની....માથે

પનઘટ પરની શોભા સારી,
પાણી ભરતી સૌ પનિયારી
આવે સહુ મલકાતી સજની....માથે

હસી હસી તાળિયો પાડી,
અંતરની વાતો સંભળાવી
ઘેર ગઈ પનિહારી સજની....માથે

# લાલ લાલ જોગી.

લાલ લાલ જોગી ભભૂત લાલ જોગી,
ભભૂત ભરેલી એની આંખ લાલ જોગી.

પીંગળી જટા વિશાળ ભાલ લાલ જોગી,
લાલ ચાંદલો ને લાલ ગાલ લાલ જોગી.

ચાંખડી ચડન્ત ચરણુ લાલ લાલ જોગી,
હાથમાં ત્રિશૂલ ગળે માલ લાલ જોગી.

અહાલેક બોલે હોઠ લાલ જોગી.
ખંજરી બજે મિલાવે લાલ જોગી.

(મેઘાણી)





# મોરલો રે

મોરલા રે જરી આવી જજે હો !
આંગણુ અમારા ગજાવી જજે હો ! મોરલા૦

વાળી ચોળીને રૂડા ચોક મેં સમાર્યો,
પગલાં તે સુંદર પાડી જજે હો ! મોરલા૦

લીલામાં લાલી પેલી ચંપાંની કુંજમાં,
રંગીલું નૃત્ય શિખાવી જજે હો મોરલા૦

મેહુલો ગાજેને ચમકે વીજલડી,
મીઠા તે ટહુકા સુણાવી જજે હો મોરલા૦

કાળી કાળી વાદળી ત્રપ ત્રપ ટપકે
યાં અમારાં ભીંજવી જજે હો મોરલા૦

શાન્તિકુમાર

## દેવળ જૂનું થયું

જૂનું થયું રે દેવળ જૂનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

આરે કાયા રે હંસા, ડોલવાને લાગી રે,
પડી ગયા દાંત માયલી રેખું તે રહ્યું—મારો૦

તારે ને મારે હંસા, પ્રીતું બંધાણી રે
ઊડી ગયો હંસ, પિંજર પડ્યું તો રહ્યું—મારો૦

---

## નહિ વિસારું હરિ

અંતરમાંથી નહિ રે વિસારું હરિ!

જળ જમુનાને પાણી આંતાં
શિર પર મટકી ધરી—અંતર૦

આવતાં ને જાતાં મારગ વચ્ચે
અમુલખ વસ્તુ જડી—અંતર૦

પીળી પિતાંબર જર કસી જામા
કેસર આડ કરી—અંતર૦



# અચ્છા મેરા દીનાનાથ

અચ્છા મેરા દીનાનાથ
મેરી શોધ લેના,
મેરી શોધ લેના બાબા
મેરી શોધ લેના—અચ્છા૦

માત નાહિ તાત નાહિ,
ઔર કોઈ ભ્રાત નાહિ.
તેરે બિન કો સાજન નાહિ,
કહાં જાકે કે'ના—અચ્છા૦

સોને કા સોનૈયા નાહિ,
રુપે કા રુપૈયા નાહિ,
કોડી દમડી પાસ નાહિ,
કહાં જાકે રે'ના—અચ્છા૦

# ગાડી હાંકો

કોઈ ધીમી ગાડી હાંકો હો રાય ગાડીવાળા,
કોઈ મધરી ગાડી હાંકો હો રાય ગાડીવાળા,
ગાડી તેરી અજબ રંગીલી બેલ જોડ દો ચાર,

હાંકનવાલા છેલ છબીલા,
બેઠનવાલા લાલ રે—કોઇ૦

ગાડી પડી હૈ રેતમેં,
અરુ મજલ પડી હૈ દૂર,

કોઈ જો સદ્ગુરુ મીલે તો,
સો પહોંચાડે હજૂર—કોઈ૦

ઘોડા છૂટયા થાન સેને,
જગમાં વીડી પુકાર

દશ દરવાજા બંધ હુઆ અરુ
નીકલ ગયે સરદાર—કોઈ૦

# બાળા પોઢાને

સાવરે સોનાનું મારું પારણિયું ને
ઘૂઘરીએ · ઘમકાર—બાળા૦
ચાર પાયે ચાર પૂતળિયું, ને
મોરવાયે બે મોર—બાળા૦
જેમ તેમ કરી બાળ સુવારિયાં,
કરવા ઘરનાં કામ—બાળા૦
કામકાજ કરી ઊભા રહ્યાં,
હજુએ ન જાગ્યાં બાળ—બાળા૦
બાઈ તારું બાળક બીનું છે,
લાવને ઉતારી એ લૂણ—બાળા૦
સરખી સાહેલી ભેગી મળી,
જગાડયાં નાનાં બાળ—બાળા૦



# મોહનની મોરલી

રે, મોહન મોરલી વગાડી કોઈ તાનમાં,
મારાં મનડાં હર્યાં એની સાનમાં રે     મોહન૦

અમે ભોજન કરતાં તે ઊભાં થયાં રે,
હાથ વીંછળ્યાં ને મુખ તો ભૂલી ગયાં રે     મોહન૦

અમે દરશન કરવાને નીસર્યાં રે,
મારા વાલાને ઘડી નથી વીસર્યાં રે     મોહન૦

---

# છબીલો લાલ

આવ્યા શ્રી ગોકુળ તારવા,
છબીલો લાલ, આવ્યા શ્રી ગોકુળ તારવા

વાસુદેવ દેવકીને, ઘેર જન્મ ધર્યો છે,
નંદજીની ગૌધેન ચારવા—     છબીલો૦

માશી પૂતનાના વ્હાલે પ્રાણુજ લીધા,
મામા તે કંસને મારવા—     છબીલો૦

ટચલી આંગળીએ વ્હાલે ગોવરધન તોળ્યો,
ઈંદ્રનાં માન ઉતારવા—     છબીલો૦

# નંદ કે લાલા

નંદ કે લાલા હો મતવાલા
કૃષ્ણ કનૈયા તુંહી તુંહી.
મથુરામાં હરિ જનમ લીયો હૈ
ધેનુ ચરૈયા તુંહી તું હો.
કાલિન્દીમાં કૂદ પડયો હૈ
નાગ નથૈયા તુંહી તું હો.
વૃન્દાવન મેં રાસ રચ્યો હૈ
રાસ રચૈયા તુંહી તું હો.

---

# દીઠો ડોલરિયો

કાલિન્દરીને કાંઠડે ઊભો રે
હાંરે સખી દીઠો ડોલરિયો....કા૦
પ્રાણજીવન રૂડું પહેરે પિતાંબર,
હાંરે મોર મુગટ મનોહર ઘડિયો....કા૦
વાંસળી વગાડે ને મોહ પમાડે,
હાંરે જુઓ ચાળા જાદુડાનો ભરિયો...કા૦
ભીને વાને પણ ભલોં શોભે છે,
હાંરે પેલો ગુંજાનો હાર હૈયે ધરીઓ....કા૦
માંકડા લઈને કાલ માખણ માગતો,
હાંરે મારા ફળિયામાં ઘેર ઘેર ફરિયો....કા

# લટકાળો લટકંતો

લટકાળો લટકંતો રે આવે,
મોહન મોરલી વાળો રે—

સખાની સંગાતે અતિ ઉછરંગે,
ગીત મધુરાં ગાતો રે—લટકાળો૦

કેસરીએ વાઘે ને કસુંબી પાઘે,
કેસર રંગમાં રાતો રે—લટકાળો૦

ફૂલના તોરા ને ગજરાની ટોપી,
ફૂલોના હારે ફુલાતો રે—લટકાળો૦

# મેહુલો ગાજે

મેહુલો ગાજે ને માધવ નાચે,
રૂમઝૂમ વાગે પાય ઘૂઘરડી રે;

તાલ પખાજ વગાડે રે ગોપી,
કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી રે : મેહુલો.

પહેરણ ચરણાની ચીર ચૂંદલડી,
ઓઢણુ ઓછી લોમલડી રે : મેહુલો.

દાદુર મોર બપૈયા રે બોલે,
મધુરા શી બોલે કોયલડી રે : મેહુલો.

ધન્ય બંસીધર ધન્ય જમુનાતટ,
ધન્ય વૃંદાવન અવતાર રે : મેહુલો.

ધન્ય નરસૈયાની જીભલડી,
જેણે ગાયો રાગ મલ્હાર રે : મેહુલો.

# બંસી બટનો ચોક

આશો રૂડો બંસી બટનો ચોક કે
મળી મહી વેચવા રે લોલ.

મારગ મળિયા મારા કાન કે
ગોરસ ઢોળિયાં રે લોલ.

ફોડયાં મ્હારાં મહીનાં માટેક કે
ગોરસ મ્હારા ઢોળિયાં રે લોલ.

વારો જશોદા તમારા કાન કે,
નિત્ય આડી કરે રે લોલ.

જશોદાને ચટકે ચડીયલ રીસ કે,
લટકે નીસયાં રે લોલ.

હાથમાં લીધી કરેણુ કૃષ્ણુ કદમે ચડયા રે લોલ
માતા જશોદા તમારી આણુ કે
ગોપી સર્વે જુઠડી રે લોલ.



# ભારતનું નિશાન

નહિ નમશે નહિ નમશે,
નિશાન ભૂમિ ભારતનું....નહિ૦

ભારતની એ ધર્મ ધ્વજાનું,
સાચવશું સન્માન ભૂમિ ભારતનું....નહિ૦

સફેદ લીલું લાલ ત્રિરંગી,
વિરોધનું સંધાણ ભૂમિ ભારતનું....નહિ૦

ધૈર્ય તણો એ અમર પટો છે,
મુક્તિનું વરદાન ભૂમિ ભારતનું....નહિ૦



# ગાંધી ગુજરાતે ઊતર્યા

એવા ગાંધી ગુજરાતે ઊતર્યા રે,

એનું સુકું શરીર જાણે લાકડી રે,
માંહે જોરાવર છે જીવ—એવા.

એ તો સામા થયા સરકારની રે,
એણે જોયા તુરંગ દરબાર—એવા.

એણે લીધી પ્રતિજ્ઞા આકરી રે,
સુધારું કે ટાળું સરકાર—એવા.

# શિરજાવે

શિર જાવે તો જાવે,
પર આઝાદી ઘર આવે,
આઝાદી ઘર આવે,
આઝાદી ઘર આવે. શિર.

આ બાલમંદિરની સેના,
વો અબ નહિ હઠને વાલી,
વો અબ નહિ હઠને વાલી,
વો અબ નહિ ડરને વાલી. શિર.

એ બતાદે તાકાત તેરી,
ઓ ગોલી ચલાને વાલે,
ઓ ગોલી ચલાને વાલે,
ઓ લાઠી ચલાને વાલે, શિર.

હમ નહિ હૈ બુઝદિલ આદમ
હમ કહા સો કરને વાલે. શિર.

# શિશુ સાહિત્ય માળા

**બાળ વર્ગથી ધોરણ ચોથા સુધીનાં બાળકો વાંચી શકે તેવાં શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો**

| | | |
|---|---|---|
| ૧–૯. નિસરણી ભા૧થી ૯ દરેક ભાગની કિંમત | | ૦–૨–૦ |
| ૧૦. વાર્તામંજરી ભા. ૧લો | સોમાભાઈ પટેલ | ૦–૩–૦ |
| ૧૧. કેસરીસિંહ | મોંઘીબેન | ૦–૨–૦ |
| ૧૨. આલાખાચર અને બીજી વાતો | ,, | ૦–૩–૬ |
| ૧૩. રઘુરાજા અને બીજી વાતો | ,, | ૦–૩–૦ |
| ૧૪. ખારેક ટોપરાં | સોમભાઈ ભાવસાર | ૦–૨–૦ |
| ૧૫. નાના હતા ત્યારે | ,, | ૦–૩–૦ |
| ૧૬. ફરવા જતાં | ઉમીયાશંકર જોષી | ૦–૩–૦ |
| ૧૭. અમથારામ | સોમાભાઈ ભાવસાર | ૦–૨–૬ |
| ૧૮. બારોટનાં ઉખાણાં | ગુલાબસિંહ | ૦–૨–૦ |
| ૧૯. આપણાં શ્રમજીવીઓ | મયંક | ૦–૨–૦ |
| ૨૦. પુંડરીકનાં બાલકાવ્યો | પુંડરીક | ૦–૨–૦ |
| ૨૧. આપણી વનસ્પતિઓ | ગિજુભાઈ | ૦–૨–૦ |
| ૨૨. ફૂલોની સુગંધ | ,, | ૦–૨–૬ |
| ૨૩. કેમ રહેવાય | ,, | ૦–૩–૦ |
| ૨૪. નવી ઈસપનીતિ | | ૦–૩–૬ |
| ૨૫. વિઠ્ઠલેશ્વર | વજુભાઈ દવે | ૦–૨–૬ |
| ૨૬. વાણાનું ઝાડ | ઈન્દુભાઈ ભટ્ટ | ૦–૩–૦ |
| ૨૭. દીવડા | પુંડરીક | ૦–૨–૬ |
| ૨૮. વાર્તાલહરી | ગિરીશભાઈ | ૦–૩–૦ |
| ૨૯. રાજમાતા રૂપસુંદરી | ચંદુભાઈ ભટ્ટ | ૦–૩–૦ |
| ૩૦. સાતવારની કથા | ઈન્દુભાઈ ભટ્ટ | ૦–૩–૬ |


**જેચંદ તલકશી એન્ડ સન્સ**

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ : મુંબઈ.